

# સ્થાપત્યના ખોળે..
## મહાન સંસ્કૃતિનું નગરીકરણ

કુમારપાળ પરમાર
ઈતિહાસકાર - લેખક

### સ્થાનિકૃત ગ્રામ્ય સંસ્કૃતિ એટલે સિંધુ સભ્યતા

ગયા અંકમાં આપણે જાણ્યુ કે પથ્થરયુગમાં માનવ ખોલરુ બનાવીને રક્ષણ મેળવતો હતો, તથા તે સમયમાં ઈંટો, ચૂનો, ગળી, માટી, વગેરે વિષે માનવને જ્ઞાન ન્હોતું. આગળ જતા માનવની બુદ્ધિ  એવી કામ કરવા લાગી કે તે એવા ઘરના નિર્માણ કરતો થયો કે આજના આર્કિટેકટને પણ શરમમાં મુકી દે. એવા જ સિંધુ ખીણની સંસ્કૃતિના માનવના પાકા ઘર અને નગરીકરણ સ્થાપત્ય તરીકે તેના નિર્માણની પદ્ધતિ જાણવા ચોટી બાંધી લો.

દરવાજો
ગટર
રસોડુ
કાર્યકક્ષ
ગઢ
બાલ્કની
છત
કુવો
કક્ષ
સંડાસ

## નામકરણ અને વિસ્તાર

ઇ. સ. ૧૮૫૬ માં લાહોર થી કરાચી વચ્ચે રેલ્વેના ખોદકામ વખતે સર. એલેકજેન્ડર કનીંગ હામને પંજાબના હડપ્પા ખાતે સિંધુ ખીણ સંસ્કૃતિના પ્રથમ અવશેષો મળ્યા હતા, જેથી આ સંસ્કૃતિ શરૂઆતમાં હડપ્પા સંસ્કતિ કહેવાતી. ઇ.સ.૧૮૭૬ થી ૧૯૫૮ સુધી (ASI) ના અધ્યક્ષ તરીકે સર જોર્ન માર્શલના સમયમાં ઇ.સ. ૧૯૨૧ માં રાયબહાદુર દયારામ સાહની એ હડપ્પા (રાવીનદિના કિનારે) નુ ઉત્ખન્ન કર્યુ. ઇ.સ.૧૯૨૨ માં ડો. રખાલદાસ બેનર્જીને લારખા જીલ્લાના મોહેં-જો-દડો (સિંધુ નદિના કિનારે) મળ્યું, જેથી તે સિંધુ ખીણની સંસ્કૃતિ તરીકે ઓળખાઈ.

સિંધુ ખીણની સંસ્કૃતિ ઉત્તર માં કાશ્મીરના માંડુ થી દક્ષિણમાં મહારાષ્ટ્રના દાઇમાબાદ જે ૧,૫૫૦ કિમી.થી વધુ છે અને પૂર્વમાં ઉત્તર પ્રદેશ ના આલમગીરપુર થી પશ્ચિમમાં પાક-ઇરાન સરહદના સુકતાગેંડોર સુધીની લબાંઈ ૧,૧૦૦ કિમી. જેટલી છે. આમ, કુલ વિસ્તાર ૧૩ લાખ ચોરસ કિમી. માં ફેલાયેલી આ ભારતીય ગ્રામ્ય સંસ્કૃતિ વિશ્વની સૌથી મોટી સભ્યતા હતી.

સભ્યતાનું સૌથી મોટું સ્થળ **મોહેં-જો-દડો**, ભારત નું **રાખીગઢી** અને ગુજરાત નું **ધોળાવીરા** છે.



## હડપ્પા હોય કે મોહેં-જો-દડો, કાલીબંગા હોય કે લોથલ, સહુથી વિશિષ્ટ તેનું લક્ષણ છે: પદ્ધતિસરનું નગર આયોજન.

આ ભારતીય સંસ્કૃતિમાં ઉત્તર-દક્ષિણ અને પૂર્વ-પશ્ચિમ દિશા ધરાવતા માર્ગ જાળીની ભાત ઉપજાવતા હતા, જેમ આપણું ગાંધીનગર અને ચંડીગઢ છે. સિંધુ સભ્યતામાં માર્ગો અને સરખી દિશા ધરાવતી ગલીઓ તથા આ ગલીઓની બે બાજુએ સુ-આયોજિત ઘર હતાં. જે એકધારી રીતે ભઠ્ઠીમાં પકવેલી ઇંટોના હતા. સમકાલિન અન્ય ગામોમાં કાંચી ઇંટો, ડાળીઓ, લીંપણ, વગેરે બાંધકામની સામગ્રી હતી.

આ સંસ્કૃતિમાં ઘરમાં વચલો ચોક, ત્રણ-ચાર રહેવાના ખંડ, સ્નાનાગાર અને રસોડા, ટૂંકમાં 3 BHK અથવા 4 BHK મકાન હતા. જ્યારે મોટા ઘર તો ૩૦ ખંડો સુધીના ય હતા, જે ઘણીવાર બે મજલાનાં હતા. ઘણા ઘરમાં કૂવાની સુવિધા તથા મોરીની ઉત્તમ પદ્ધતિ ય હતી. એટલું જ નહિ, અહિં બહારની બાજુએ પાકી ઇંટોથી જડેલ બુરજ (ટાવર), દીવાલે-દીવાલે બાંધેલ બુરજો વાળી કાચી ઇંટોની જાડી દીવાલોનો ગઢ પણ સિંધુ સંસ્કૃતિમાં હતો.

મોંહે-જો-દડોમાં ગઢ, મહાવિદ્યાલય, બહુસ્થંભી સભાગૃહ, સાર્વજનિક સ્નાનાગાર, મોટો કોઠાર, વગેરે પાકી ઇંટોમાં ચોરસ આકારના હતા, અને તેની ઉપર લાકડાની બનેલી ઈમારતો હતી. જ્યારે લોથલમાં એવા બંદરનું નિર્માણ કરવામાં આવ્યું હતું જેના મારફતે વહાણો છેક નગર સુધી આવી શકતા હતા.

આમ, ચુસ્ત નગર આયોજનની પદ્ધતિમાં ગુંથેલા મકાનો અને ખરાબ પાણીના નિકાલ માટેની અદ્યતન ગટર યોજના બધુ મક્કમ અને સત્તાવાર નિયત્રંણમાં હતું. જે સમૃદ્ધિમાન લોકોનું ચિત્ર દોરીને આપણને બતાવે છે. ખરેખર ભૂતકાળનો માનવ સ્થાપત્યની કક્ષાએ એટલો આધૂનિક હતો કે તેની રચનાને જોતા જ નજર ઉતાર્યા વિના રહેવાય નહિ.




kumarpal.parmar@facebook.com